ૐ

# આંખની માવજત.

લેખક

ડાકટર રતિલાલ હરિલાલ કંસારા

એમ. બી. બી. એસ.

ફીઝીશીયન, સરજન

અને

આંખના ખાસ ડાકટર.

વિસનગર.

સંવત ૧૯૮૨ પ્રત ૧૦૦૦ સન ૧૯૨૫.



# આંખની માવજત.



આજ-કાલના જમાનામાં મનુષ્યો પોતાના મોજ-શોખનાં સાધનોની ઘણીજ દરકાર રાખે છે, પરંતુ તેઓ પોતાનાં શરીરનાં રત્નોરૂપી પોતાના નેત્રોની તેટલી દરકાર રાખતા નથી. માણુસ પોતાની જીંદગીમાં જે જે પ્રવૃત્તિઓ કરે છે તેનું મુખ્ય સાધન આંખ હોય છે. આંખ વડે જીંદગી ચેતનમય રહે છે. જે લોકોની આંખો નષ્ટ થએલી હોય છે, તેમનું જીવન નિઃરસ થાય છે અને તેમને પરવશ થઇ રહેવું પડે છે.

આંખની રચના ઘણીજ નાજુક છે. આંખને અને મગજને બહુ ધાડો સંબંધ છે. તેથીજ આંખ તે શરીરનું ખાસ રત્ન ગણાય છે. આંખના ભિન્ન ભિન્ન પડદાઓની જગત-નિયંતાએ એવી ગોઠવણુ કરેલી છે કે તેમાં બહારના પ્રકાશનો પ્રવેશ થવાથી આંખ બહારના પદાર્થોનું પ્રતિબિંબ

પડાય છે, અને તે પ્રતિબિંબ મગજના જ્ઞાનતંતુ દ્વારા માણસને બહારથી જોયેલા પદાર્થનું ભાન કરાવે છે. આ ક્રિયા બરાબર ચાલુ રહેવા માટે આંખના તમામ પડદા (અવયવો) નિરોગી રહેવાની આવશ્યકતા છે. આ ઉપરથી દરેક જણને ખ્યાલ આવશે કે આંખના ભિન્ન ભિન્ન પડદા તથા અવયવોમાંથી કોઇ પણ ભાગ કોઇ પણ કારણથી બગડયો હોય તો ઉપર જણાવેલી ક્રિયાનો ભંગ થાય છે, જેના પરિણામે માણસની નજરમાં ખામી આવે છે.

આંખનાં દરદો શરૂઆતમાં નજીવાં જેવાં લાગે છે, પરંતુ તેની વેળાસર સારવાર કરવામાં આવે નહિ તો તેજ નજીવાં દરદો વ્યાપી જવાથી ભયંકર પરિણામ આવે છે, અને દિન પ્રતિ દિન આંધળા માણસોની સંખ્યા વધતીજ જાય છે. અમારી અનુભવસિદ્ધ માન્યતા છે કે આંખના ઘણાં ખરાં દરદો એવાં છે કે તેની વેળાસર સારવાર કરવાંમાં આવે તો તે દરદો સરળતાથી મટી જાય છે અને ભવિષ્યમાં આંધળા માણસોની સંખ્યામાં ઘણો ઘટાડો થઇ શકે તેમ છે.

મજુર વર્ગના માણસો તથા કારીગર વર્ગ, ખેડુત વર્ગ વિગેરે જેઓ પોતાના દરરોજના કામ ધંધામાં મચી રહેલા હોય છે, તેઓ પોતાની આંખનાં દરદો જે શરૂઆતમાં

નજીવાં જેવાં લાગે છે તેની સારવાર કરાવવા માટે પોતાના કામ ધંધો છોડી વખત ગુમાવવો યોગ્ય ગણતા નથી. પણ જેમ જેમ વખત જાય છે તેમ તેમ દરદ વ્યાપી જાય છે અને કાં તો આંખે કળતર થવાથી અથવા આંખની નજર ઝાંખી પડવાથી પોતાના કામ ધંધામાં હરકત થતી હોય ત્યારે થાકીને પોતાની આંખની સારવાર કરાવવા ફાંફાં મારે છે. આવી સ્થિતિમાં તેમને શરૂઆતમાં જેટલો લાભ મળી શકે તેટલો લાભ મળતો નથી, અને પોતાની આળસ અથવા તો અજ્ઞાનતાના પરિણામે આંખમાં થોડું ઘણું નુકસાન હંમેશ માટે વેઠવું પડે છે. કેટલાક દરદી એવા જોવામાં આવે છે કે તેઓની આંખમાં શું દરદ છે તેનું નિરાકરણ ન થવાથી તેઓ અજાણતામાંજ પોતાની આંખો ગુમાવે છે. આવા દરદીઓને પોતાના સ્નેહી સંબંધી અથવા ઓળખીતાઓમાંથી કોઇ કહે છે "તને મોતીઓ પડ્યો છે," કોઇ કહે છે "તને ઝામરો ઉતરે છે," કોઈ કહે છે કે "તને પડળ આવ્યાં છે" અને કોઈ કહે છે "છારાઈ આવી છે" આવા જુદા જુદા અભિપ્રાયો સાંભળી દરદી ઘણો ગભરાય છે. તે કાંતો છારાઇ ઉતરાવે છે, અથવા તો ઝામરો મંતરાવે છે, અથવા તો મોતીઓ કાચો જાણી

પોતાને દેખાતું બંધ થાય ત્યાં સુધી બેસી રહે છે. પરંતુ શરૂઆતથીજ તેને આંખના ડાકટરની સલાહ લેવાનું સુઝતું નથી. પોતે ઘરગથ્થુ ઉપાયો કરવામાં અમૂલ્ય વખત ગુમાવે છે. છેવટે જ્યારે પોતાની આંખે અસહ્ય દરદ થાય છે, અથવા તો દેખાતું બંધ થાય છે ત્યારે તેને આંખના ડાકટરની સલાહ લેવાની જરૂર લાગે છે. આટલી મોડી સારવાર કરાવવાથી તેને પૂરેપૂરો ફાયદો થતો નથી, પણ તેની આંખના ભિન્ન ભિન્ન પડદાઓમાં જેટલું ચેતન બાકી રહ્યું હોય છે તેટલા પ્રમાણમાંજ તેને લાભ થાય છે. આવા અનેક પ્રકારના દાખલા દરરોજ જોવામાં આવે છે. આ ઉપરથી સમજવામાં આવશે કે એવા કેટલાએ આંખના દરદી છે કે જેઓ પોતાની આળસ અથવા તો અજ્ઞાનતાને લીધેજ અંધાપો વેઠી રહ્યા છે.

જેમ મનુષ્યશરીરમાં અનેક પ્રકારનાં દરદો થાય છે તેમજ આંખમાં પણ અનેક પ્રકારનાં દરદો થાય છે. આંખના દરેક દરદની પૂરેપૂરી માહિતી તથા સારવારનો આ લઘુ પુસ્તકમાં સમાવેશ થઇ શકે નહીં માટે આંખનાં અનેક દરદોમાંથી થોડાંક મુખ્ય દરદો જે હંમેશાં જોવામાં આવે છે અને જે દરદોની બેદરકારી રાખવાથી લોકો આંધળા

થાય છે તે દરદો વિષે ટૂંક માહિતી નીચે પ્રમાણે છેઃ-

## ૧. બ્લેફેરાઇટીસ. (વાખદનું દરદ)

આંખનાં પોપચાં ઉપર આ દરદ થાય છે. આમાં આંખના બન્ને પોપચાંની કિનારી ઉપર સોજો રહે છે તથા તેટલો ભાગ આળો રહે છે. તે જગાએ ખરજવા જેવી ચાંદીઓ પડે છે અને પોપડા ઉખડે છે, તથા વગળાટ પણ આવે છે. તે ભાગ મસળવાથી પાંપણોના વાળ ખરી પડે છે અને આંખો હંમેશ માટે ગંદી રહે છે તથા બેડોળ દેખાય છે; એટલુંજ નહી પણ આંખો ગંદી રહેવાને લીધે બીજાં ચેપી દરદો તે આંખમાં જલદી લાગુ પડે છે. આ દરદનો વેળાસર ઇલાજ કરવાથી તે પૂરેપૂરૂં નાબુદ થાય છે તથા આંખની શોભા કાયમ રહે છે.

## ૨. ખીલનું દરદ તથા તેનું પરિણામ.

આંખના પોપચાંની અંદરના પડ ઉપર ખસખસના દાણા જેવી ફોલ્લીઓ થાય છે તેને ખીલ કહેવાય છે. આ ઘણુંજ ખરાબ દરદ છે કારણ કે તે ફરી ફરીને થાય છે.

આ દરદ થાય કે તરતજ દવા કરવી જોઇએ અને ફરીથી થાય નહીં માટે મટયા પછી પણ લાંબા દિવસ સુધી દવા ચાલુ રાખવી જોઇએ. આ દરદની શરૂઆતથીજ સારવાર કરવામાં ન આવે તો આ દરદ જામી જાય છે અને આંખને નીચે પ્રમાણે નુકશાન થાય છેઃ—

(૧) ખીલના દાણા ડોળા ઉપર ઘસાવાથી, ડોળા ઉપર છારાઇ વળે છે, તેથી આંખની નજર બગડે છે, ખીલ મટે તોજ તે છારાઇ મટે છે, છારાઈ બહુ જામી ગઇ હોય તો દરદીને જીંદગીભર તેનું પરિણામ વેઠવું પડે છે.

(૨) ઘણો વખત ખીલ રહે તો તેથી પોપચાંની કિનારી ડોળાની અંદર વળે છે, અને પાંપણોના વાળ ડોળા ઉપર ઘસાય છે, તેને પરવાળાં કહે છે. પાંપણોના વાળ ડોળા ઉપર ઘસાવાથી કાળા ડોળા ઉપર ફુલાં પડે છે, તે ફુલાં દિવસે દિવસે વધતાં જાય છે, અને છેવટે આખો કાળો ડોળો સફેદ થઈ જાય છે અને દરદી હંમેશ માટે આંધળો થાય છે.

(૩). કેટલાક દરદીને ખીલથી આંખનાં બન્ને પોપચાં અકડાઇ જાય છે અને આંખનો ડોળો બંધ થઈ શકતો નથી. જેટલો ભાગ ખુલ્લો રહે છે તેટલો ભાગ આંસુથી ભીંજાતો નથી અને ડોળો નિસ્તેજ થઈ જાય છે,

તથા તે જગાએ સાબુના ફીણ જેવા સફેદ ડાઘ પડે છે, આવા દરદીઓને રાત્રે દેખાતું નથી, અને દરદ ઘણું વધી જાય છે તો આંખની નજર તદન નષ્ટ થઇ જાય છે.

## ૩. નાસુરનું દરદ.

આંખનાં બન્ને પોપચાંની વચલો નાકની તરફનો ખૂણો છે ત્યાં નાસુરનું દરદ થાય છે. આ જગાએ આંખના આંસુના પ્રવાહનો માર્ગ આવેલો છે, તે જગાએ ચામડી નીચે એક નાનું ગુમડું થઇ તેમાંથી હંમેશાં પરૂ વહ્યાં કરે છે તેથી આંખ ગંદી રહે છે તથા અનુકુળ સંજોગો મળવાથી નાસુરને લીધે બીજાં અનેક પ્રકારનાં ચેપી દરદો આંખના ડોળા ઉપર થાય છે, જેના પરિણામે આંખની નજરને ઘણું નુકશાન પહોંચે છે, માટે આ રોગને પણ ઉગતો જ છેદવો ઘટે છે.

## ૪. વેલનું દરદ.

આંખના ડોળા ઉપર નાકની બાજુના ખૂણામાંથી એક સફેદ પડ ચડતું આવે છે. તે ધીમે ધીમે સામેના ખૂણા તરફ વધતું જાય છે. આને વેલનું દરદ કહે છે. તેના પરિણામે મોડા વહેલા આંખની કીકી તથા આખો કાળો ડોળો

તે પડથી ઢંકાઇ જાય છે. આ દરદમાં જ્યારે કીકી વેલથી ઢંકાઇ જાય છે ત્યારે દરદીને દેખાતું બંધ થાય છે. આ દરદનો ઇલાજ કરવામાં આવે તો દરદીની નજર જેવી હોય તેવી પાછી થાય છે.

## ૫. ફલીકટી ન્યુલર કંજંકટી વાઇટીસ.

આંખના સફેદ ડોળા ઉપર કાળા ડોળાની કિનારી પાસે જારના દાણા જેવડી ફોલ્લીઓ થાય છે, આવી ફોલ્લી એક અથવા એકથી વધારે પણ થાય છે, કોઈ કોઈ વખત કાળા ડોળા ઉપર પણ આવી ફોલ્લી થાય છે જ્યારે કાળા ડોળા ઉપર આ દરદ થાય છે ત્યારે તેમાંથી વાવલાં થાય છે, ને તેના પરિણામે આંખને ઘણું નુકશાન પહોંચે છે. આ ચેપી દરદ છે, અને વિશેષે કરી નબળા શરીરવાળાને થાય છે. આ દરદનો વેળાસર ઉપાય કરવામાં આવે તો આંખને કંઇ પણ નુકશાન થવાનો ભય રહેતો નથી.

## ૬. વાવલાં તથા ફુલાંનું દરદ.

આ દરદ અનેક કારણોથી થાય છે. આગળ બતાવ્યા પ્રમાણે ખીલના દરદથી અગર તો પાંપણના વાળ

ડોળા ઉપર ઘસાવાથી વાવલાં પડે છે; અથવા બાહ્ય પદાર્થ જેવા કે કચરો, કોલસો, તણખલું વિગેરે આંખમાં પડવાથી અથવા આંખ દુખવા આવી હોય અને બેચાર દિવસ બંધ રહે તો વાવલાં (ચાંદી) પડે છે આ ચાંદી રૂઝાય છે ત્યારે તે જગાએ સફેદ ડાઘ રહે છે તેને ફુલું કહેવાય છે. ફુલું જ્યાં સુધી ચાંદીના રૂપમાં હોય છે ત્યાં સુધી તે ઘણુંજ ભયંકર દરદ છે. આંખનો કાળો ડોળો તે ચાંદીથી દિવસે દિવસે ખવાતો જાય છે. જયારે કાળા ડોળાનું આખું પડ ખવાઇ રહે છે ત્યારે કીકી ફુટી જાય છે અને માણસને જીંદગી સુધી અંધાપો વેઠવો પડે છે. ફુલાંના મુખ્ય બે પ્રકાર છે, એક સાદું ફુલું અને બીજુ પરવાળું ફુલું:—

(૧) સાદુ ફુલું–આમાં ઉપર જણાવ્યા પ્રમાણે બનાવ બને છે.

(૨) પરવાળું ફુલું–આમાં શરૂઆતથીજ કીકી આગળ પરૂ જામેલુ હોય છે. આ ફુલાની ચાંદીથી કાળો ડોળો પૂરેપૂરો ખવાઇ જાય તો માણસ, સદાને માટે આંધળો થાય છે એટલુંજ નહીં પણ આંખનો ડોળો પાકી જાય છે અને આખો ડોળો કાઢી નાખવો પડે છે

ઉપર જણાવેલાં દરદો એવાં છે કે તે દરદો માટે નહી

ત્યાં સુધી દરદીની આંખને મોડા વહેલા ભારે નુકશાન થવાનું જોખમ જીંદગી પર્યંત રહે છે. માટે આ દરદોને શરૂઆતથીજ નાબુદ કરવાની અમારી ખાસ ભલામણ છે.

## ૭. મોતીઆનું દરદ (કેટેરેકટ).

આગળ જણાવેલાં દરદો કીકીની બહારના ભાગનાં છે. તેમાંનાં ઘણાંખરાં નજરે જોઇ શકાય છે. મોતીઆનું દરદ કીકીની અંદરના ભાગમાં થાય છે કીકીની પાછળ આંખનું રતન આવેલું છે. તેમાં પાણી જામી જવાથી તે રતન ઝાંખું પડી જાય છે ત્યારે તેનો દેખાવ સાચા મોતી જેવો હોય છે તેથી તેને મોતીઓ કહે છે. આ મોતીઓ આંખમાં પ્રવેશ કરતા તેજને આડ કરે છે, તેથી દરદીને દેખાતું નથી. એ મોતીઆને બહાર કાઢી નાખવાથી બહારનો પ્રકાશ આંખમાં જવાનો રસ્તો ખુલ્લો થાય છે, તેથી દરદી ફરીથી દેખતો થાય છે. શરૂઆતમાં મોતીઆનું દરદ ને ઝામરાનું દરદ ઘણાંજ મળતાં આવે છે. તે અરસામાંજ આંખના ડાકટર પાસે બરાબર તપાસ કરાવી દરદનું નિરાકરણ કરાવવું અગત્યનું છે. તપાસ કરાવતાં મોતીઆનું દરદ જણાઇ આવે તો મોતીઓ પાકે ત્યાં સુધી આંખ

સારે સારી રહે તો કોઇ પણ ઉપચાર કરવાની જરૂર રહેતી નથી. પણ દરદ ઝામરાનું છે એમ નક્કી થાય તો જેમ બને તેમ જલદીથી આંખના ડાક્ટરના બતાવ્યા પ્રમાણે ઇલાજ કરવા જોઇએ. નહિ તો જેટલો વખત આળસમાં જાય છે તેટલું નુકશાન દરદીને વેઠવું પડે છે. પાકેલો મોતીઓ વખતસર ન ઉતરાવવાથી નીચે પ્રમાણે નુકશાન થાય છેઃ-

(૧) પાકી ગએલો મોતીઓ દિવસે દિવસે ફુલતો જાય છે, તેથી આંખની કીકી ઉપર સોઝો આવે છે, અને તેમાંથી કળતર ઉપડી આંખ ગળી જાય છે, તેના પરિણામે દરદીને હંમેશ માટે અંધાપો વેઠવો પડે છે.

(૨) પાકી ગયેલો મોતીઓ દિવસે દિવસે ફુલતો જાય છે, તેથી આંખના ડોળાની અંદરનું દબાણ (ટેન્શન) વધતું જાય છે, તેથી ઝામરાનું દરદ થઈ આવે છે અને આંખની પાયમાલી થાય છે, માટે મોતીઓ પાક્યા પછી ઉતરાવવામાં ઢીલ કરવી તે ઘણુંજ ભુલભરેલું છે.

---

# ૮. ઝામરાનું દરદ.

આ ઘણુંજ ભયંકર દરદ છે, આ દરદમાંથી બચવા માટે નીચે લખેલી બાબતો ઉપર ખાસ ધ્યાન આપશો:—

આંખના ડોળામાં હમેશાં એકવીઅસ (Aqueous) નામનુ પાણી ફર્યાં કરે છે. તે પાણીને ફરી વળવાનો માર્ગ બંધ થઇ જવાથી આંખના ડોળામાં દબાણ (Tension) વધી જાય છે. તેના પરિણામે ઝામરાનું દરદ થાય છે. શરીરના રોગોમાં જેમ ક્ષયરોગ મહા ભયંકર દરદ છે, તેજ પ્રમાણે આંખનાં દરદોમાં ઝામરાનું દરદ પણ ઘણું ભયંકર છે. જેમ ક્ષયનું દરદ વારસામાં ઉતરતું આવે છે તેમ ઝામરો પણ વારસામાં ઉતરી આવે છે. આ બન્ને દરદો એવી ગુપ્ત રીતે શરૂ થાય છે કે તે દરદો અમુક અંશે જામી જાય ત્યાં સુધી દરદી પોતે સમજી શકતો નથી કે પોતે આવા ભયંકર દરદમાં ઘેરાયો છે. છતાં પણ દરેક માણસ પોતાના શરીરની તેમજ આંખની આરોગ્યતા વિષે કાળજી રાખે તો આવાં દરદો પણ શરૂઆતથી જાણમાં આવે છે, જેમકે ક્ષયના દરદીને શરૂઆતમાં કોઇ પણ વ્યાધિ જણાયા વગર થોડું સરખું કામ કરવાથી થાકી જવાય છે અગર

તો શ્વાસ ચઢી આવે છે, અથવા તો કોઇ પણ વ્યાધિ જણાયા વગર પોતાનું શરીર સુકાતું જાય છે અગર તો પોતાનું લોહી ફીકું પડી જાય છે એ ઉપરથી તે દરદી ડાકટરની સલાહ લે છે અને શરીરની તપાસ કરાવતાં ક્ષયનું દરદ માલુમ પડી આવે છે. તેજ પ્રમાણે ઝામરાના દરદીને પણ શરૂઆતથી આંખમાં કોઇ પણ વ્યાધી જણાયા વગર પોતાની આંખની નજર ઝાંખી થતી હોય અથવા ધુમાડા વળતા હોય તેવું માલુમ પડે છે. આ સ્થિતિમાંજ જો તે આંખના ડાકટરની સલાહ લે છે તો આંખની તપાસ કરવાથી તેનું ઝામરાનું દરદ માલુમ પડી આવે છે. ક્ષયના તથા ઝામરાના દરદીઓ આ પ્રમાણે શરૂઆતથી પોતાનાં દરદોની દરકાર કરી તે વિષે યોગ્ય સલાહ લેઇ વેળાસર સારવાર કરાવે તો તે દરદોનો અવશ્ય નાશ થાય છે અને દરદી સુખી થાય છે.

જેમ જેમ ઝામરાનું દરદ વધતું જાય છે તેમ તેમ કેટલાક લોકોને આખમાં તથા માથામાં કળતર પણ થાય છે, અને આંખનો ડોળો લાલ થાય છે. આ કળતર કેટલાકને હંમેશાં કાયમ રહે છે તથા કેટલાકને થોડા થોડા દિવસના અંતરે ઉપડી આવે છે. એમ થતાં થતાં દિન

પ્રતિ દિન આંખનુ તેજ ઘટતું જાય છે અને મોડા વહેલો દરદી આંધળો થાય છે, માટે આંખનું તેજ ઘટી જાય તે પહેલાંજ આંખના ડાકટરની સલાહ લઇ તેમના બતાવ્યા પ્રમાણે ઇલાજ કરાવવા જોઇએ, તો આંખ બચી શકે છે.

કેટલાક દરદીઓ પોતાની આંખે ઝાંખ પડવાથી પોતાને ઝામરો હશે તેમ ધારીને તેઓ ઝામરાનો દોરો મંતરાવી પોતાના ગળામાં બાંધી રાખે છે, અને તેઓ માને છે કે આ દોરો બાંધવાથી તેમને ઝાંમરો થશેજ નહીં. તેવું માની આવા ભુલાવામાં પડી કંઇપણ ઇલાજ કરાવતા નથી. ઝામરાનો ઇલાજ લાગુ પડવાનો જે અમૂલ્ય વખત હોય છે તે ગુમાવી બેસે છે અને આંધળા થાય છે

અમારી પાસે ઝામરાના દરદથી આંધળા થએલા કેટલાએ દરદી સલાહ લેવા આવી ગયા છે તે દરેકના ગળામાં ઉપર કહ્યા પ્રમાણે ઝામરાનો દોરો બાંધેલો હોય છે, છતાં અફસોસ છે કે તેઓ ઝામરાના દરદથીજ આંધળા થએલા હોય છે માટે અમારી ખાસ સલાહ છે કે તેઓ ઝામરાનો દોરો ભલે બાંધે, પરંતુ તેની સાથેજ આંખના ડાકટરોની સલાહ લઈ તેમના બતાવ્યા પ્રમાણે ઇલાજ કરાવવામાં આવે તો ભવિષ્યમાં આંધળાની સંખ્યામાં ઘણોજ ઘટાડો થઇ શકે તેમછે.

# ૯. આંખનો ડોળો ગળી જાય છે તે દરદ.

## ( આઇરીડોસાઇ કલાઇટીશ )

આંખમાં કોઇપણ બાહ્ય પદાર્થ વાગવાથી, અથવા તે પદાર્થ વાગીને આંખની અંદર તેનો કંઇ પણ ભાગ રહી જાય અને તે કાઢવામાં આવે નહીં તો આ દરદ થાય છે. આંખનાં બીજાં ચેપી દરદોનો ચેપ અંદર ફેલાવાથી પણ આ દરદ થાય છે. તે ઉપરાંત શરીરનાં કેટલાંક દરદોને લીધે પણ આંખમાં આ દરદ થાય છે. તેમાં શરૂઆતથી આંખમાં કળતર થાય છે અને લાલાશ રહે છે. કીકી ઉપર સોઝો આવી જવાથી કીકી બંધાઇ જાય છે. અને નજરમાં આંઝાં ઝુઝાં વળે છે અને દિવસે દિવસે આંખના ડોળાની અંદરનું દબાણ (Tension) ઘટતું જાય છે. અને આંખના ડોળાના તમામ પડદાઓના ચેતનનો નાશ થાય છે. તેથી માણસ આંધળો થાય છે એટલુંજ નહીં પણ આખો ડોળો ગળીને બેસી જાય છે.

જે દરદીને બાહ્ય પદાર્થ આંખમાં રહી જવાથી આ દરદ થયું હોય તેણે જે આંખ બગડેલી હોય તે આંખનો ડોળો કઢાવી નાખવો જોઇએ, જો તે ડોળો કઢાવવામાં ન

આવે તો બીજી આંખ પણ મોડા વહેલા તેજ પ્રમાણે બગડી જાય છે.

---

## આંખના દરદીઓને સામાન્ય સુચના.

૧. દરદીએ પોતાનાં કપડાં સ્વચ્છ રાખવાં જોઇએ, અને સ્વચ્છ હવાવાળી તથા સાધારણ અજવાળાવાળી જગામાં રહેવું જોઇએ.

૨. દરદવાળી આંખને હાથ લગાડવો નહીં. પાણી આવે તો સ્વચ્છ રૂમાલથી તે પાણી ચૂસાવી લેવું પણ આંખને બીલકુલ મસળવી નહીં. આંખને મસળવાથી દરદ વધે છે તથા ફુલાં પડવાનો ભય રહે છે.

૩. આંખના રક્ષણ માટે લીલા રંગના ચશ્મા પહેરવા જોઇએ; એક આંખે પાટો હોય તો બીજી આંખે જોર પહોંચે તેવું કામ કરવું નહીં. કારણ કે તેમ કરવાથી બન્ને આંખને સરખુંજ જોર આવે છે.

૪. આંખના દરદીએ હલકો ખોરાક પોતાને સુતાં સુતાં પચી શકે તે પ્રમાણમાંજ ખાવો જોઇએ.

૫. દરરોજ પોતાને દસ્ત (ઝાડો) સાફ ઉતરવો જોઇએ. ઝાડાની કબજીઆતથી આંખના દરદોને ઘણુંજ નુકશાન થાય છે. માટે આ બાબત ઘણી કાળજી રાખવી જોઇએ.

૬. આંખ શિવાય શરીરનાં બીજાં દરદો જેવાં કે, નાક, કાન, દાંત, ગળું, આંતરડાં ગુદા વિગેરે ભાગનાં દરદોથી પણ આંખમાં જાત જાતનાં ભયંકર દરદો થાય છે, માટે તે વિષે પણ બહુ સંભાળ રાખવાની જરૂર છે.

૭. કોઇ પણ કારણથી આંખના ડોળામાં દુખાવો અથવા કળતર થાય તો વખત ગુમાવ્યા વગર આંખના ડાકટરની સલાહ લેવી જોઇએ.

જ્યારે આંખની નજરમાં ઝાંખ માલુમ પડે ત્યારે તુરતજ આંખના ડાકટરની સલાહ લેવી જોઇએ.

